: મુદ્રક :
ઈન્દ્રવદન બ. ઠાકોર
પ્રજાબંધુ પ્રેસ, રૈવડી બજાર
અમદાવાદ.

: પ્રકાશક :
રતિલાલ એમ. શાહ
યુગધર્મ કાર્યાલય
પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૧





આવૃત્તિ પહેલી
માર્ચ ૧૯૪૭
કિંમત રૂા. ૧-૪-૦

—:પુસ્તક મળવાનું ઠેકાણું:—

રાષ્ટ્રિય નાટ્ય સંઘ
ફીકાભટ્ટની પોળ, પંચભાઈની પોળ
અમદાવાદ.

'પ્રશાંત'
સાંકડી શેરી, જીવણપોળ
અમદાવાદ.

'પ્રયોગ મંદિર'
રતનપોળ, શેઠનીપોળ,
અમદાવાદ.

## : અનુક્રમ :

# સત્કાર

અમદાવાના રાષ્ટ્રીય વિદ્યાર્થી સંઘે યોજેલો રંજનનો એક કાર્યક્રમ ચાલતો હતો. પ્રેક્ષકોથી મંડપ ભરચક્ક બની ગયો હતો. મેદનીમાં કંઇક અશાન્તિ આવી હતી. પ્રેક્ષકો કંઇક અસ્વસ્થ બનવા મંડયા હતા, ત્યાં જાણે કોકે આખી મેદની પર એક જાદુઇ ગીતની ભૂરકીનાખી ! સોયની અણી ધરતી પર અથડાય તો ય તેનો અવાજ સાંભળી શકાય એવી મુગ્ધ શાન્તિ સર્વત્ર વ્યાપી ગઇ, અને જાણે સૌને–ત્યાં ભેગા થયેલ સૌ આદર્શવાદી કિશોર કિશોરીઓને કોઇ કહી રહ્યું હોયઃ

'**પથિક તારે વિસામાના દૂર દૂર આરા**' એવું સર્વત્ર પ્રેરક ઘેનભર્યું વાતાવરણ જામીગયું. એ એક અપૂર્વ અનુભૂતિ હતી. હજારો આત્માની એ એક સહજ ભાવસમાધિ હતી.

ગાનના છેલ્લા સૂરો અવકાશમાં લીન થઇ ગયા પણ આત્મામાં તે જે તૃષા જગાડી ગયા તે તો વધી જ ગઇ. સમાધિમાંથી જાગેલા ભાવકોએ ફરીથી માગણી કરી. સ્વરોને પાછી પાંખ ફૂટી. ફરીથી પાછી એ જ મંત્ર–મુગ્ધતા !

મારી પાસે અમદાવાદની કોમર્સ કોલેજના આચાર્ય શ્રી સુરેન્દ્ર દેસાઇ બેઠા હતા, તેમણે મને અભિનન્દન આપ્યાં. ગીત ગાનાર ચિ. જયન્ત મારો શિષ્ય, અને તેથી શ્રી સુરેન્દ્રે મને અભિનન્દનને પાત્ર ગણ્યો એમ મેં માન્યું, પણ ત્યાં તો તેમણે પૂછ્યું," આ ગીત તમે ક્યારે લખેલું ?"

એટલે મારે તેમનો ભ્રમ ભાંગવો પડયો કે, એ ગીતનું કર્તૃત્વ મારું નહતું. એ પછી તો અનેક જણે મને એવાં અભિનન્દન આપ્યાં. એ ગીતની નકલની માગણી કરતા મને પત્રો પણ મળ્યા!

શ્રી પ્રશાન્તનાં આ ગીતોનું સ્વાગત કરવાનો મને જો કોઇ અધિકાર હોય તો હું માનું છું કે, ઉપર જે ઘટના આપી છે તેનાથી મને પ્રાપ્ત થયો છે. મને જે અભિનન્દનો મળેલાં તેના અધિકારી ભાઇ પ્રશાન્ત છે, અને મને શ્રદ્ધા છે કે, આ ગીતોની પ્રસિદ્ધિને અનેક જણ ઉમળકાથી વધાવશે.

ફૂલ પોતાની ફોરમ વેરે છે, પણ તેનો તેને ખ્યાલ નથી હોતો. કોકિલા ગાય છે કારણ કે તેનાથી ગાયા વિના નથી રહી શકાતું. પ્રશાન્તમાં ફૂલોની એ અભાનતા છે, કોકિલાની એ નિરંકુશ ઊર્મિ છે, ગીતની ભૂરકીએ જ્યારે આપણા પર છાંટે છે ત્યારે તે ગીતની અનેક મર્યાદાઓ આપણે ભૂલી જઇએ છીએ. એના સૂર બધા શમી જાય, ને જડ પૃષ્ટ પર કેવળ શબ્દો જ વેરાએલા પડેલા દેખાય ત્યારે તે મર્યાદાઓ બધી છતી થાય—અને તેથી જ્યારે આ ગીતો ગ્રંથસ્થ થાય છે ત્યારે જાણે એમાંથી કોઇ મહત્વનું તત્ત્વ છીનવાઇ જતું હોય એમ લાગે છે. મારું ચાલે તો આ ગીતોને હું ગ્રંથસ્થ ન થવા દઉં—એની તો ગ્રામોફોન રેકર્ડ જ હોય.

એટલે આ ગીતો કેવળ કાવ્યો નથી—પ્રશાન્તે એમાં સંગીતના અનેક સૂરો પણ વણી લીધા છે,અને એમાં આપણુંનેમુગ્ધ કરે એવું તો એ છે કે પ્રશાન્ત સભાનપણે સૂર અને શબ્દોની રમા લીલા કરે છે એનો આપણને લેશ માત્ર પણ ખ્યાલ નથી રહેતો. આવા એક સહજ ગાયક—unconscious artist ની કલાનું સ્વગાત કરતાં મને જે આનંદ થાય છે તે સૌની સાથે માણવાની ઊર્મિને નરોકી શકાતાં મેં થોડાક શબ્દો અહીં રજૂ કરવા ઇષ્ટ લેખ્યું છે.

આ નાનકડા સંગ્રહમાં પણ પ્રશાન્તે અનેક વિષયોમાં પોતાની ગીતધારા ફેલાવેલી દેખાશે. પણ એ એમાં ગીતોનો પ્રધાન સુર જો

શોધ્યો હોય તો એમ કહી શકાય કે ઉદયોન્મુખ માનવ પુરુષાર્થ એમની પ્રેરણાના કેદ્રમાં છે. તેમની ઊર્મિ એટલી સાચી અને એટલી સ્વાભાવિક છે કે તેને અનુરૂપ શબ્દો અને લય તેમને અનાયાસે મળીજ જાય છે. તેમનાં કોઇ કોઇ કાવ્યોની ધ્રુવ પંક્તિઓ આપણા મનમાં પ્રશાન્તની કાવ્ય પ્રવૃત્તિના ભાવિ અંગે વધુ મોટી અપેક્ષાઓ જાગૃત કરે છે :

> સૂતેલા સોણેલાને હું સાદ કરું,
> ફરી ફરી યાદ કરું–
> ના ફરિયાદ કરું !

કે

> કોયલ ગીત એવું ગાય–
> મને યાદ રહી જાય !

અને

> ફાગુન આયો, રંગ રેલાયો,
> રંગ લેતો જા ! જરા તું રંગ લેતો જા !

જેવાં કાવ્યોનાં ધ્રુવ ચરણો જીભને ટેરવે રમી રહે એવાં છે.

૧૯૪૨ એ કવિના સંવેદનના તારોને ઝણઝણાવી મૂકી તેમને કાવ્ય પ્રવૃત્તિ તરફ દોર્યાં હોય એમ તેમનાં કેટલાંક કાવ્યો જોતાં લાગે છે. કરેંગે યા મરેંગેના ધ્યાનમંત્રનું ભાથું લઇ નીકળેલા ૧૯૪૨ ના પથિકને સંબોધીને તેમણે તેને તેના "વિસામાના દૂર દૂર આરા" નું ભાન કરાવ્યું છે. એ કાવ્યમાં એમણે ક્યાં ય ઊર્મિલ આશાવાદને અવકાશ નથી આપ્યો. બહુ સ્પષ્ટ રીતે ગાયું છે કે, ધમણ હૈયાની ફાટી પડે !" અને એમ છતાં, લક્ષ્ય તો સીમા સ્થાને ખોડાઇ જવાનું જ હોય એ પથિકને ક્ષણભર પણ કવિ ભૂલવા નથી દેતા. અને એ ભાવને અનુરૂપ ઉદ્‌બોધન છે "ધુલવાટો" અને આ બે જ કાવ્યો લખીને પ્રશાન્તે પોતાની લેખિની બાજુએ મૂકી દીધી હોત તો પણ તેમણે ગુજરાતના યુવાન હૈયામાં માનભર્યું સ્થાન મેળવી લીધું હોત. જીવન માટેના કોઈ લઘુ આદર્શથી કવિને સંતોષ નથી.

તેમની નજર તો કુદરતનાં વિરાટ તત્ત્વો પર છે. કોઈ ઝરણાનું મંજુલ સંગીત નહિ, પણ મહાસાગરનો ઘુઘવાટો, મહામરુતનો સુસવાટો–રે ! મહાનલનો એક તણખો બનવાના એમને મનોરથ છે.

**સાગરનો ઘરઘર ઘુઘવાટો,**
**અખંડ આંધીનો સુસવાટો,**
**મેઘનાદનો ઘેરો કડાકો—**
**એક પડઘો થઈ જા !**
**મહાનાદનો એક પડઘો થઈ જા !**

૪૨ની પ્રેરણા પાછળ રહેલા પ્રચંડ પૌરુષને અનુરૂપ શબ્દો ને ભાવ કવિને આ કાવ્યમાં કેવા લાધ્યા છે !

જેમ પ્રજાજીવનના પુરુષાર્થને તાલે કવિનું હૈયું ધબકે છે તેમ પ્રણયની સૃષ્ટિ પ્રત્યે પણ તેમના હૈયામાં એવું જ માર્દવ છે. ગરીબોના દુ:ખનાં જાણે ગરીબો પર ઉપકાર કરવા માટે લખાયેલાં જોડકણાંથી થાકેલી રસવૃત્તિ પ્રશાન્તનાં ગ્રામ્ય પ્રણયમાં મોકળાશ અને તાજગી અનુભવશે, ગામડાનો પ્રણયી અને ગામડાની પ્રણયિની અન્યોન્યના રોજના વ્યવસાયોમાંથી જે રસોર્મિ અનુભવે છે તે ગ્રામ્ય ઢબે મુકાએલું હોવાં છતાં યાદ રહી જાય ને ગમી જાય એવું છે. પ્રણયીને કોશ જોડી પાણીડાં ખેંચતો પ્રણયિની જુવે છે, એ જોતાં તેને શું થાય છે ?

**કોશને જોડી પાણીડાં ખેંચાય,**
**ને હૈયાની ગાગર તો મારી છલકાય !**

ને એ તો છાણ વાસીદાં કરતી હોય છે ! એમાં ય તેના પ્રણયીને તો સુરભિ લહેરાતી લાગે છે ! ને કહે છે—

**છાણને વાસીદાં કરતી એ જાય,**
**ને હૈયામાં સુરભિ એ ભરતી જાય !**

એવી જ રીતે બાળકો માટે પણ તેમણે કેટલાંક કાવ્યો લખ્યાં છે, એ સૌમાં કંઈ લાક્ષણિકતા અવશ્ય છે જ, પણ કાવ્યમાં પ્રેરણા

માટે સારું એવું સ્થળ રાખી કાવ્યના શિલ્પ માટે પણ મહત્ત્વની જગ્યા રાખવાની રહે છે. પ્રશાન્ત શિલ્પી છે, પોતાના દર્શનના વેગમાં એ ધસ્યે જાય છે, પણ કેવળ વેગ આકાર આપવા માટે પૂરતો નથી, તેને રેખાઓની પણ જરૂર રહે છે તો જ તે પૂરો વ્યક્ત થઇ શકે એ બાબત અનેક વાર એમની દ્રષ્ટિમર્યાદામાંથી સરી પડે છે, અને ત્યાં તેમના કાવ્યોનો બંધશિથિલ થાય છે, એ શૈથિલ્યનાં ઉદાહરણો સંગ્રહ પર નજર કરતાં જાણકાર દષ્ટિને સહેજ મળી આવશે, એટલે એ પ્રત્યે પ્રશાન્તનું અતિસમભાવ પૂર્વક ધ્યાન ખેંચી, તેમની ભવિષ્યની કૃતિઓ આ મર્યાદાથી સંપૂર્ણ મુક્ત બની ગુજરાતની સરસ્વતીને વધુ સમૃદ્ધ બનાવે એવી શુભેચ્છા સહ કવિની કવિતા-કોયલ અંગે તેમનું જ એક ધ્રુવચરણ ગુંજતા આપણે વિરમીશું કે

> **કોયલ ગીત એવું ગાય**
> **મને યાદ રહી જાય !**

અમદાવાદ, તાઃ ૭-૨-૪૭

**સ્નેહરશ્મિ.**

# સૂતેલું સોણલું

સૂતેલા સોણલાને હું સાદ કરું—
ફરી ફરી યાદ કરું
ના ફરિયાદ કરું—સૂતેલા—

જીવન એક જવાળા,
સ્વપન લાહ્ય-લાળા;
આગથી આગ બુઝાવાનો
હું નાદ કરું—સૂતેલા—

અમૃત છે કે મૃત છે?
કે જીંદગીનું ભૂત છે?
દ્યુતિ નથી દ્યૂત છે,
બિગડી બરબાદ કરું—સૂતેલા—

જિંદગીની આ સફર,
એ તો છે પાનઘર
પલકમાં પાનખર;
દર્દ ન બાદ કરું—સૂતેલા—

મારો કોઇ ના ખુદા—
કે મારો એ નાખુદા?
હોડલાં થાય જુદાં,
મોતને આબાદ કરું—સૂતેલા—

ગુલશન નથી, ગુલો નથી;
ખુશબો ભલે નથી,
કાતિલ કાંટા હોઠથી;
ચૂમવા વિવાદ કરું—સૂતેલા—

જાણું છું ખૂબ હું તો,
સમજું ખૂબ હું તો,
જગાડું સાપ સૂતો–
ઝેરની મુરાદ કરું—સૂતેલા—

જ્યોત નથી–જાત જળે,
દર્દમાં છો દુઃખ ભળે,
કાજળ ને કાળી રાત મળે;
વિષમાં વિષાદ ભરું—સૂતેલા—

એકના ચાર કરું–
ચારનો વિચાર કરું,
ધારની મઝધાર કરું;
વાદનો વિખવાદ કરું,—સૂતેલા—

# ઢાલની બીજી બાજુ

ઢાલની બીજી બાજુ જોવા દે,
તારામાં આજ તો ખોવા દે;—ઢાલની૦

મનુષ્યબાણુને તોડી ફોડી હરણીને કે' 'જાય ક્યાં દોડી?'
અણિયાળી તારી આંખથી મને આજ વિંધાવા દે—
તારામાં આજ તો ખોવા દે;

કોમળ કળી કંઇક તોડી, આજ ઊભો હાથ જોડી,
ભીતરના પડ ખોલવા કાંટે આંખ પરોવાદે—
તારામાં આજ તો ખોવા દે;

આનંદ અને ઇશ્કમાં, સાકી અને શરાબમાં
જીવન વિતાવ્યું હાસ્યમાં બસ આજ રોવા દે—
તારામાં આજ તો ખોવા દે;

ઝેરભરી જિંદગી ને બદબો ભરી બંદગી,
ધોકાથી કરી ગંદકી! બસ દિલ ધોવા દે—
તારામાં આજ તો ખોવા દે;

# યાદ રહી જાય

કોયલ ગીત એવું ગાય
મને યાદ રહી જાય—કોયલ૦

ના એ ભુલ્યું ભૂલાય
મારા હૈયે જડાય—મને યાદ૦

આવી વસંત અને મહોર્યો છે આંબલો,
મંજરી હિલોળાં ખાય—મને-

ગુન ગુન કરતો ભમરો પેલો
કળીઓને શું કહી જાય—મને-

મોર અને ઢેલ પેલાં નાચે ને કૂદે,
રસના તે સાગર રેલાય—મને-

ઊગ્યો આકાશમાં પુનમનો ચાંદલો,
રૂડું રૂપેરી મલકાય—મને-

નીલા આકાશમાં રંગવાદળીઓ
ફેર ફૂદરડી ખાય—મને-

સંધ્યા ઉષાના રંગ-કટોરા
મારા ગાલો ચૂમી જાય—મને-

ઘોર ઘટામાં ચમકે વીજલડી
નયનોમાં આવી સમાય—મને-

વીજ બાંધે મેઘને સાત રંગ રાખડી,
હૈયાને બાંધી એ જાય—મને-

પાંપણને લૂછતી કિરણોની અંગુલિ
આતમ જગાડી જાય—મને-

# નવા ચીલા

નવા ચીલા પાડવા મારે—
આધનમાં હૈયું ને રામસહારે—નવા૦

તોડવી ઘાંચીની એ ઘાણી,
મન બળદને રાખે તાણી,
સારું જીવન ફર્યા કરે,
તોયે ત્યાંનો ત્યાં છે અરે !
એની બેડી
દેવી ફેડી
મુક્તિને પનારે—નવા૦

દેડકાં કૂવામાંનાં પેલાં,
મ્હાલી રે'તાં કાલાંઘેલાં,
ગાગરને તો સાગર જાણે,
ખોબલામાં તો જીવન માણે:
છીપલાં મોતી
દઉં ગોતી
સમદરને કિનારે—નવા૦

પથિક

નવી કેડી નવા ફાંટા,
તોડવા મારે વાડના કાંટા,
થાય ભલે પગ થાકે રાંટા,
વળ ન મૂકે દિલના આંટા;
એકલે હાથે
દિલની સાથે
આતમને સથવારે—નવા૦

# ગાંધી–વંદના

વંદન આજ હમારાં
કાળી ધોળી ટોપી રાતી,
હાથ મીલાવી આજે ગાતી;
વંદન આજ હમારાં

નેત્રમહીં આ શા ચમકારા ?
હૈયામાં ચેતન ધબકારા,
છાંટી શી સંજીવનધારા—વંદન૦

મસીદમાંથી મંત્ર ઉચ્ચારી;
મંદિરમાંથી બાંગ પુકારી;
ભેગા કર્યા કિનારા—વંદન૦

સત્ય–અહિંસા દુર્ગ મિનારા,
ભેદી શકે ના જગ સારા,
આવે ભલે વીર–શૂર લડનારા—વંદન૦

નાદ મેઘમાં આજ ઊઠે છે,
શ્વાસમહિ સૂસવાટ છૂટે છે;
વીજળીની કલમો તો ઘૂંટે છે—વંદન૦

# સૂરજને સંદેશ

કોઈ કહેજો પેલા ડૂબતા સૂરજને,
ઊગે કાલે મોડી સવારે—

દળણાં મારાં હજી બાકી,
દળી દળી હું તો થાકી,
દળણાં નહિ પણ દિલ દળાતું
ઘંટીને પથારે .... .... ઊગે૦

કાપલાં કાપી સીવી લેતી,
જીવતરને તો થીગડાં દેતી,
જીવલી ડોશી જીવે પેલી—
સોય દોરાને સહારે.... ... ઊગે૦

ડોશી ઊંઘે ને રેંટિયો જાગે,
આંખ મંડાણી તીણી ત્રાકે,
ઊંચકાતી ના રૂની પૂણી—
લાગે ભારે ભારે.... .... ઊગે૦

કોકડું વીંટાય ગાંઠે શેનું ?
પૂણી કંતાય કે જીવન એનું ?
ચાર આના સાટુ ઘનકી પેલી—
નીંદરને નકારે .... .... ઊગે૦

ઊંઘમાં મારા સોણુલામાંયે,
જાગતા મારા મનડામાંયે,
મિલ હુંચાની ઘરેરાટો—
હજી મને પુકારે .... .... ઊગે૦

# વસંત પધારે

વસંત પધારે—
વસંત પુકારે—કોયલડીને માળે,
કે આંબલીઆની ડાળે,
જો હરણાં કેરી ફાળે—
વસંત પધારે—

મોર તણા કો સાદે
કલકલ ઝરણાંને નાદે,
જો પપિહાના ઉન્માદે—
વસંત પધારે—

કળીઓના કો રંગે,
કે મસ્ત ભ્રમરની સંગે,
જો યૌવનને ઉમંગે—
વસંત પધારે—

વન વન કેરી વાટે,
કે ફૂલડાંને પમરાટે,
જો સરોવરીઆને ઘાટે—
વસંત વધારે—

નયનોને ચમકારે,
કે પાંપણને પલકારે
જો હૈયાને ધબકારે—
વસંત પધારે—
વસંત પુકારે—

## ભાઇ–બહેન

ભાઈ બને સૂરજ તો બેન બને ઉષા,
ભાઈ બને ચાંદો તો બેન બને ચંદ્રા;
કે એવી ગગનને ઉજાળીએ.

ભાઇ બને શંખલો તો બેન બને છીપલી,
ભાઈ બને સાગર તો બેન બને હોડલી;
કે સારાં સાગર ઘૂમી આવીયે.

ભાઇ બને વાદળ તો બેન બને વીજળી,
ભાઈ કાળો કાળો તો બેન ઉજળી ઉજળી;
કે સંસારે સ્નેહ–મેહ લાવીએ.

## ઊડીજા

ઊડી જા અપને દેશ, પંખી,
ઊડી જા અપને દેશ.

હૃદય-કમલદલ, પાણી પથરીઆ,
કરવો શાને ક્લેશ ? પંખી०

છોડી દે નકલી વાઘા રંગીન,
સજ લે પુરાણો વેશ. પંખી०

પરિમલ

# માતાની મમતા.

( નર્સ )

માતાની મમતાની આજે,
યાદ મને તો આવે—

તારકગણુને દે ભુલાવી
હંસોની હારો શી ચાલી
દૂધનું દૂધ પાણીનું પાણી
જુદાં કરી બતાવે —માતા

સ્વરભર ગીતે કોણ ઊંઘાડે ?
મીઠે ઠપકે કોણ ઊઠાડે ?
બચપણનાં સૂતેલાં સ્વપ્નો
હળવે કોણ જગાડે —માતા.

કડવાંમીઠાં ઓસડ પાતી
કે દર્દીને હમદર્દી પાતી
હૈયેથી વજ્જરના બોજા
હોંશે કોણ ઉતારે ? —માતા.

સેવાનાં એ મૂર્ત સ્વરૂપો
સામે સમાજની છે સૂગો
સમાજના હૈયાને સ્થાને
ક્યારે સહુ અપનાવે ? —માતા.

# આકાશી-નિશાળ

પેલા વાદળમાં ચોક તો વિશાળ છે,
તેમાં સોહામણી સુંદર નિશાળ છે;
મારૂં તો ચિત્ત ત્યાં ભમે,
મને એવી નિશાળો ગમે.

નાના નાના તારલા ભણવાને આવે,
દૂધમલ મુખડાં ઘડી મલકાવે,
ઘનઘેરી ઘટામાં ભમે—
મને એવી નિશાળો ગમે

ચાંદા-મામા તો પાઠ ભણાવે,
વાતો વાયુ ગીત શીખવાડે
પરીઓનાં ગાન ત્યાં શમે—
મને એવી નિશાળો ગમે

વાદળની રંગીન ચગડોળો,
સાતરંગનો ત્યાં બાંધ્યો છે ઝોલો,
સહુ નાચે કૂદે ને રમે—
મને એવી નિશાળો ગમે.

# અંજલિ

(વિશ્વકવિ સ્વ. રવીન્દ્રનાથ ટાગોરને)

શુક્રમણિ મહાન તારો
આકાશેથી ખરે.
કવિતાના પાને પાનાં
મન મૂકીને રડે.

વેદનાનાં વાદળાંઓ
ઘેરી ઘટાઓ ધરે.
મીટ માંડીને ખરતા તારે
ભીની અંજલિ ભરે.

જીવનને કોરી કોરીને
બંસી ઘાટે ઘડે,
'શાંતિ'ના એ સૂર છેડી
ખૂણે–ખૂણો ભરે.

'વિશ્વશાંતિ' મંત્ર ફૂંકી
'પ્રશાંતિ'માં ભળે.
રોવું કે શું કરવું આજે ?
ગતાગમ ના પડે.

# ફફડતી પાંખો

પાંખ ફફડે તારી–પંખી પાંખ ફફડે તારી;—
કંઠે કોરાતો નૂતન રણુકો,
પાદમાં આજે ચેતન ઠણુકો;
મન પરોવે નિરાળો મણુકો,
જીતવી આજે બાજી હારી—પાંખ૦

સોના રૂપાની ભોજન થાળી,
આજ જુવે ના સામે ભાળી;
જાણે હળાહળની પ્યાલી,
લાગે સૃષ્ટિ સૌ અકારી—પાંખ૦

પિંજર સાથે ટક્કર ખાતી,
આજ ભલે એ બુઠ્ઠી થાતી;
કોમળ ચાંચુડી આ શાથી,
બની કાતિલ એ કટારી—પાંખ૦

"રામસીતા"ના પઢેલા મંતર
આજે લાગે સૌ જૂઠા જંતર;
સમજ્યો હોઠ હૈયાનું અંતર,
હૈયું લાગે ભારી ભારી—પાંખ૦

પહાડોની સુંદર પગથારે,
કલકલ ઝરણાંની કો પાળે;

પથિક

પીંખાયેલાં પીછાં સમારે,
એવા સ્વપનની ચિનગારી—પાંખ૦

હાર્યાં હૈયાની ઊંડી અટારી,
જ્યાં આશાની ચમકે સિતારી;
ત્યાં ખોડી રાખજે દૃષ્ટિ તારી,
એક દિ' ખૂલશે મુક્તિબારી—પાંખ૦

# ગામડાં

આવોને છોકરાં—
આવોને છોડીઓ—
ચાલોને ગામડાં વસાવીએ—ટેક

નાનાં નાનાં ખોરડાં ઘાસનાં બનાવશું;
લીંપી થાપીને સજાવશું—
ચાલોને ગામડાં વસાવીએ.

'ડચકારે' કોશને હોંશેથી હાંકશું;
લીલીછમ વાડી ઉગાડશું—
ચાલોને ગામડાં વસાવીએ.

ગોરી ગાવડીઓનાં દૂધડાં તે દોહીશું;
ઘમ્મર વલોણાં વલોવશું—
ચાલોને ગામડાં વસાવીએ.

ચાંદની કો રાતે રાસ ગરબા જમાવશું,
અમે કોયલના કંઠ ચોરી લાવશું—
ચાલોને ગામડાં વસાવીએ.

ખાવાને ટાણે અમે ભાથાં લઈ આવશું,
રોટલાને મરચાં જમાડશું—
ચાલોને ગામડાં વસાવીએ.

ગાયો ચરાવશું ને વેણુ વગાડશું,
વનવનના પ્રાણને જગાડશું—
ચાલોને ગામડાં વસાવીએ.

# મધમાખી

ગુનગુન ગુનગુન ગાતી
પેલી આવે—પેલી આવે—
પેલી આવે મધમાખી—ગુન૦

ફ્રરરર ફ્રરરર પવનને ઝોલે
રંગબેરંગી ફૂલ હિંડોળે;
બીજે જુએ ના ઝાંખી—
પેલી આવે—પેલી આવે૦

ફૂલતણા અમૃતકટોરા,
ભર પિચકારી કરે અધૂરા !
કળી કળી સૌ ચાખી—
પેલી આવે—પેલી આવે૦

ઊંચે ઊંચે આભની ડાળે,
સુંદર કેવા મહેલ બનાવે !
એની કોટી કોટી બારી—
પેલી આવે—પેલી આવે૦

# મીલ

ઊઘડયાં મીલનાં દ્વાર
ઊઘડયાં જમનાં દ્વાર—
કારમી એક સીસોટી દીધી,
આભલાના આભને વીંધી;
ઘરઘર ચીંધી કહેતી સૌને—ઊઘડયાં૦

શું મંદિરમાં ઘંટ વાગ્યા ?
કે ઘેરા શંખનાદ વાગ્યા ?
કો સૂતેલ દેવ જાગ્યા ?—ઊઘડયાં૦

સ્ત્રીઓ ને પુરુષો જાગ્યા;
વૃદ્ધ ને યુવાન ભાગ્યા—
ભડકેલા સૌ ભૂત લાગ્યા ?—ઊઘડયાં૦

ઘેંશનાં શીરામણ કીધાં;
મરચાં ને રોટલા લીધા,
પાપી પેટને પાટા દીધા—ઊઘડયાં૦

મોઢાનાં તો તેજ ખૂટ્યાં,
દિલના ઉમંગ રૂઠ્યા;
થિગડીઆ ચીર તૂટ્યાં—ઊઘડ્યાં૦

પીસીપીસી આતમ દળનારા,
કાળ ચક્રોના ભીષણ આરા;
જીવના તો મર્યે છૂટકારા—ઊઘડ્યાં૦

# ખેતરની વાટ

જાતાં જાતાં .... .... જાતાં જાતાં ....

ખેતરની એ વાટ–
કમલિનીએ આંખડી ખોલી
અર્ધ ઊંઘે એ તો બોલી,
ઉષારાણી ઊંઘમાં તોયે
ગજવી મૂક્યા ઘાટ .... ખેતર

ઉષા કમલને તો ચૂમે,
ગાગરમાંયે એતો ઘૂમે,
કળશ જેવા મારે ઝગારા
પનિહારીના માટ....ખેતર

વડલા નીચે મોરલો નાચે
ઢેલનું હૈયું થનગન રાચે,
રંગ પીંછાંની છત્તરછાંયે;
શમી જતા ઉકળાટ....ખેતર

કહ્યું અરણીની સુવાસે,
'ખેંચજે મને ઊંડા શ્વાસે'
કળી વળી લળી લળી
ચૂમતી મારું લલાટ....ખેતર૦

પંચમ સૂરે કોયલ બોલી,
આંબા ડાળે મંજરી ડોલી,
કંઠ ધ્રૂજે ધીરે વાને
પવનના સૂસવાટ ... ખેતર૦

ધીરે ધીરે અંચળો ઊઠે,
અંધારાનું કિસ્મત રૂઠે,
વામનમાંથી ઊભો થાતો
નજર સામે વિરાટ ... ખેતર૦

## દુઃખીઆનાં ગાન

ગાઓ સહુ દુઃખીઆનાં ગાન—
કેમ ના આવે આજ બીજું તાન
ગાઓ સહુ દુઃખીઆનાં ગાન—

ખેતરે રોજ રોજ 'છનીઓ' જાતો
ગાડાં ભરી દાણા લેવાને ધાતો,
પેટે પાટા બાંધી તોય એતો ખાતો,
પેલો મુખી જમાડે મોટી જાન—ગાઓ૦

'ઉકલા'ને ઘેર તો ખાવાના વાખા,
મીલમાં વણતો તાકાને તાકા,
કરોડ એને કપડે બાકાં,
'શેઠ'ને ઘેર નાચગાન—ગાઓ૦

સાંજે પડે અધમણ દળવાનું દુખ ના,
જીવલીના જીવને ત્હોય જરી સુખ ના;
પળે પળે કરતી મરવાની ઝંખના,
'શેઠાણી'ને હૈયે ગુમાન—ગાઓ૦

હોટલના 'કોપ' 'મગો' દા'ડી રાત ધોતો,
રાત જાગી જાગી ને જુવાની ખોતો,
ઊલવાને ટાણે પેટભરી રોતો,
'શેઠ' સીનેમા જોવા ગુલતાન—ગાઓ૦

'દેવલી' ભંગીઅણુ ગામ આખું વાળતી
એંઠવાડ કચરો 'મેલું' યે કાઢતી,
હડે હડે કરતી રસ્તો ન આલતી
ભક્તાણી કેમ ભૂલે ભાન—ગાઓ૦

# હીંચકો

બાંધ્યો વાડામાં મેં હીંચકો લીમડાની લીલી ડાળે,
ચૂં ચૂં કરતો જાતો ઊંચે અડકે પેલે આકાશે;

એક ઝૂલો પૂરવમાં પહોંચે, બીજો પશ્ચિમ દિશાએ,
ઉષાને સંધ્યાના પાલવ ફરફરતા અડકે ગાલે.
બાંધ્યો વાડામાં મેં હીંચકો૦

નાના નાના તારા રમતા હાથ કદીએ ના આવે,
જાઉં પકડવા ત્યારે તો એ વાદળમાં દોડી જાયે.
બાંધ્યો વાડામાં મેં હીંચકો૦

પાણીનાં ટીપાંઓ ઝૂલે સાત રંગને હિંડોળે,
મોટા મોટા હીંચકા ખાતાં ચડી ગયાં એ ચકડોળે.
બાંધ્યો વાડામાં મેં હીંચકો૦

સામસામે બે હીંચકા આવ્યા ખૂબ જોરથી ભટકાયાં,
પાણીનાં ટીપાંઓ તો સૌ સરરર નીચે આવ્યાં.
બાંધ્યો વાડામાં મેં હીંચકો૦

# ઋતુ ઋતુના રંગ

ઋતુ ઋતુના એ રંગ નિરાલા–

ચમકંતી વીજોના હીરઝગારા;
રીમઝીમ રીમઝીમ નૃત્યફુવારા–
ઋતુ ઋતુના એ રંગ નિરાલા.

કડકડતી ઠંડીના હીમપથારા;
કોઈ વીંટી આજ ફરે શાલ—દુશાલા–
ઋતુ ઋતુના એ રંગ નિરાલા.

મલમલના વાઘાના વેશ રૂપાળા;
કોને ગળે ઝૂલે મંદારની માળા–
ઋતુ ઋતુના એ રંગ નિરાલા.

# પવન

ઓ પવન, પવન, ક્યાં તું દોડી જાય?
સુસવાટા કરતો, ફૂદડી ફરતો, હસતો (૨)
ક્યાં તું દોડી જાય? ઓ પવન, પવન.

હોડીના સઢ ફૂંકતો ફૂંક્તો,
સાગરના મોજાંને ચૂમતો (૩) ક્યાં તું૦

વન વગડાની વાટે ભમતો,
કળીઓને હૈયે હુલવતો
પરાગને ગૂંજામાં ભરતો (૩) ક્યાં તું૦

કોયલડીના ગીતો સૂણતો,
મંજરીઓની સુવાસ લેતો,
મધપૂડાના મધને પીતો (૩) ક્યાં તું૦

ડુંગરાની ધારે ચઢતો,
વાદળની તો ગાડી કરતો,
પરીઓના દેશે તું ઘૂમતો (૩) ક્યાં તું૦

પશુ-પંખીને ખૂબ ખીલવતો
માનવ ઉરમાં શાંતિ ભરતો
ગ મ ગી ની ને હ ર તો (૩) ક્યાં તું૦

# શ્યેરની બોલી

શ્યેરની બોલી ક્યોંથી તે લાયા ઓ સોકરાઓ ?
ઓંછયોને ક્યોં મેલી આયા ને ચશમોં તે લાયા ઓ સોકરાઓ.
ચૂંદડીને ક્યોં મેલી આઈ ને સાડીઓ તે લાઈ ઓ સોકરીઓ.
ઠપાડાં ક્યોં મેલી આયા ને શૂંથણો તે લાયા ઓ સોકરાઓ.
ચોટલાને ક્યોં મેલી આઈ ને પૂંસડાં તે લાઈ ઓ સોકરીઓ.
કંદોરા ક્યોં મેલી આયા ને કેડપટા લાયા ઓ સોકરાઓ.
કડલાં તે ક્યોં મેલી આઈ ને સોંકળોં તે લાઈ ઓ સોકરીઓ.
ફાળીઓં તે ક્યોં મેલી આયા ને ટોપલાઓ લાયા ઓ સોકરાઓ.
લોળીઓં તે ક્યોં મેલી આઇ ને ઓરીંગો લાઈ ઓ સોકરીઓ.
બલૈયાં તે ક્યોં મેલી આઈ ને બંગડીઓ લાઈ ઓ સોકરીઓ.

એક વૃદ્ધ :

ભાઈ શ્યેર જઈ આયા ને શું શું કમાયા ઓ સોકરાંઓ,
વેતો તો મેલી આયા, ફજેતો લઈ આયા ઓ સોકરાંઓ,
ગોંમડાના ઘરને શ્યેરનાં બાઇણાં શોભે અલ્યા ના વોંદરાઓ,
ઝૂંપડી ઉપર શીમેટનોં નળીયોં શોભે અલ્યા ના બુઢીઆઓ,
જૂનું સોનું મેલી આયા, નવું લોઢું લઈ આયા ઓ બળધ્યાઓ.

# ગ્રામ્ય-પ્રણય

છાણાં તે પેલી થાપતી જાય,
ને મારા સામે એ તાકતી જાય.

હાંથેડાને પેલો જોડતો જાય,
મારા તે દિલને તોડતો જાય.

કોશને જોડી પાણીડાં ખેંચાય,
ને હૈયાની ગાગર તો મારી છલકાય.

છાણને વાસીદાં કરતી એ જાય,
ને હૈયામાં સુરભિ ભરતી એ જાય.

બળદનું પૂંછડું આમળતો જાય,
તે કોકનું ગીત તો હાંભળતો જાય,

પાણીડાં કૂવેથી ખેંચતી એ જાય,
ને હૈયાની કયારડી સીંચતી જાય.

પથિક

માથેથી ભારા ઉતરાવતો જાય,
ને હૈયા પર પથરા મેલતો જાય.

તળાવે લૂગડાં ઝબોળતી જાય,
ને હૈયામાં ધોકા એ મારતી જાય.

# પૂર્ણિમા

પ્રેમલ પ્રકાશ પૂર્ણિમાના
કે ઝીલવા ચાલો સખી....પ્રેમલ પ્રકાશ.

હિમથી એ અદકા, શીતલ એ સિંચનો
કે દિલને ઠારવા સખી....પ્રેમલ પ્રકાશ.

વાદળી એ તેજ ચૂમે,
તારલા તો તાને ઘૂમે,
સારૂં વિશ્વ ચઢયું છે હિલોળે–કે હિલોળે
કે ઝીલવા ચાલો સખી....પ્રેમલ પ્રકાશ.

જીવનની જ્યોત જેવી,
ઉરના ઉલ્લાસ જેવી,
અમૃત રસ રેલમાં ઝબોળે–કે ઝબોળે
કે ઝીલવા ચાલો સખી....પ્રેમલ પ્રકાશ.

માનવીના ઉર ખોલે,
વૃક્ષવેલી પત્ર ડોલે,
ચઢયો ખારો સાગર ચગડોળે–ચગડોળે
કે ઝીલવા ચાલો સખી...પ્રેમલ પ્રકાશ.

વિશ્વતણી આંખ જેવો,
અમૃતના કુંભ જેવો,
ગેબી ગોળો પ્રકૃતિને ખોળે–કે ખોળે
કે ઝીલવા ચાલો સખી....પ્રેમલ પ્રકાશ.

# પનિહારી

પગલી મૃદુ પાડે,
કુંકુમ ભરી ભાલે
સ્નેહગંગાને આરે—
રસઘેલડી પનિહારી—

આશાને ઝગારે,
કે હાસ્યને ફુવારે,
આ ત મ ને ઓ વા રે,
રસઘેલડી પનિહારી—

રા ત અં ધા રી
ને વિપદા ભારી
સ્થિર પગલીએ પળતી રે
પનિહારી—
—રસઘેલડી પનિહારી

સ્મિત કરે પણ
ઉર ન ખોલે
ભેદ હૃદે દે દાટી રે —પનિહારી
—રસ ઘેલડી પનિહારી

રેતીના રણ જેવા
બળતા જીવનમાં
હિમશીતળતા સીંચજે રે —પનિહારી
ર સ ઘે લ ડી પનિહારી—

# વિશ્વરૂપા

બે લટ ગૂંથીઃ એક ગંગા–બીજી જમના—
એકે તેજના ફુવારા, બીજે કાળીના ફૂંફાડા,
બે લટ ગૂંથી.

એકે ભૈરવનાં ગાન, શિવ–તાંડવનાં તાન,
તપ–સિદ્ધિનાં ધ્યાન, પ્રેમ–ભક્તિનાં પાન,
બે લટ ગૂંથી.

બીજે પ્રણયકેરાં પૂર, ધબકે ગોપિકાનાં ઉર,
રણકે રાધાનાં નૂપુર, બાજે બંસી મધુર
બે લટ ગૂંથી.

# કાળમીંઢ

શીદ લીધી તેં દ્વારિકાની વાટ—
કાળમીંઢ કાળા,

ગાયોમાં દૂધ નથી,
ગોપીઓમાં સૂધ નથી,
સૂના સૂના યમુના કેરા ઘાટ—
કાળમીંઢ કાળા,

વાયુમાં લહરી નથી,
યમુનામાં ઊર્મિ નથી,
નીરસ છે ગોરસના માટ—
કાળમીંઢ કાળા.

ઘેલીઓનાં ગાન નથી,
બંસરીના તાન નથી,
હજી ઉઘડયાં ન ગોકુળનાં હાટ—
કાળમીંઢ કાળા.

શરદના રાસ નથી,
ઉરમાં ઉલ્લાસ નથી,
હૈયે હૈયે વાળી દીધો દાટ—
કાળમીંઢ કાળા.

ઋતુમાં રંગ નથી,
પુષ્પમાં સુગંધ નથી.
ઉજડી વૃંદાવન વાટ—
કાળમીંઢ કાળા.

અંધાર પથે દીવ નથી,
દેહ છતાં જીવ નથી,
આતમ આતમ ખાતો પછડાટ—
કાળમીંઢ કાળા.

# બિંદુ

હું જાઉં ઊંચે ઊંચે,
હું જાઉં ઊચે ઊચે,
અનંતને ઓવાર.

હૈયે મોટી આશ.
છોડયા માના પાશ
ઊડી ઊંચે આકાશ—અનંતને ઓવાર

કિરણોની કેડીએ,
વિશ્વ તણી મેડીએ,
ફેડી બંધ-બેડી એ—વીંધી ડુંગરાની ધાર.

જોયા સંધ્યા-રંગ,
ઉષાના ઉમંગ,
ઇન્દ્રધનુની સંગ.......ઝીલ્યાં રસધાર,

સપ્તરંગી સાડીએ,
વાદળની ગાડીએ,
ચાલો ઈન્દ્રવાડીએ—ઊડે અમૃતફુવાર.

આ શાનો ચમકાર?
ઘન ઘેરા ઘૂઘવાટ
તૂટે રથના ઘાટ....છૂટે તાતા તોખાર.

નીચે આવું સરરરરરર,
હિલે ચીરા ચરરરરરર,
અધર ઝીલે માના કર....વિશ્વકેન્દ્ર ગૃહદ્વાર,

## બંસીના નાદ

બંસરીના સૂરે સૂરે,
જીવનમાં પ્રાણ પૂરે,
મસ્ત ભરી ઊર્મિ ઉરે,
શ્યામળા કહાનજી.

ઘેલું ગોકળ ગામ ને
ઘેલાં થયાં નરનાર,
જીવનને જાગૃત કીધાં
ખોલ્યાં દિલનાં દ્વાર—શ્યામળા કહાનજી

યમુનાનાં નીર નાચે,
ગાયોનાં વૃંદ રાચે,
કિન્નરીના કંઠ લાજે,
શ્યામળા કહાનજી.

વાદળ વ્યોમે શોભતું,
તારા ન મીંચે નેન,
કાળ ઘડી ઊભો છતાં,
પલમાં વીતે રેન—
શ્યામળા કહાનજી.

[illegible]

બ્રહ્મ નાદ ગાજે,

વિરાટ વાદ્ય બાજે,

નીરસ બીજું આજે,

શ્યામળા કહાનજી.

## તારાનાં ગાન

કુદરતના કંઠમાં કંઠી બનીને,
ગોળ ગોળ ફૂદડી ફરતી રે લોલ—

કવિઓ કહે અમે વિશ્વતણી આંખડી,
પ્રકૃતિ સાથ ખેલ ખેલતી રે લોલ—

આભલું ટકાવવાને માર્યા છે ખીલડા,
કવિઓની કલમ રસ રેલતી રે લોલ—કુદરતના

શક્તિની માળ તૂટી આભલે વેરાય મોતી,
ઉષા એ ગોતી ગોતી વીણતી રે લોલ—કુદરતના

કવિ પૃથ્વી પથાર, અમે ઊંચે મિનાર,
ગેય ને અગેયને જોડતી રે લોલ—કુદરતના

# 'જોગણીનાં ખપ્પર'

જોગણીનાં ખપ્પર ગરબે ઘૂમે—

તારલાનાં તેજ ને શીતળ ચંદ્રિકા,
આજે ના આંખને ગમે—જોગણીનાં

કોયલના ગીત મહીં નીકળે મરશીઆ,
ફૂલની ફોરમ તો દમે—જોગણીનાં

વાયુની બંસીમાં–પ્રણયના સૂર ના,
વાદળથી ઝેર તો ઝમે—જોગણીનાં

ચાતકની ચાંચમાં પિયુની ના વેદના
હૈયે આઝાદી રમે–જોગણીનાં

# બેતાલ રાસડો

સાત સાત સફરો મેં કીધી,
સાગરના નીર વીંધી વીંધી,
તોયે ના સાંપડ્યાં કો તીર,
સૂણય મારા વીર.

સાત સાત પાતાળો વીંધી,
એક વાવડી મેં કીધી,
ખારાં ખારાં અગર એનાં નીર.
સૂણય મારા વીર.

સાત સાત આસમાન વીંધી,
મિનાર ઊંચી ઊંચી કીધી,
છેટાં રહ્યાં આશાનાં ચીર,
સૂણય મારા વીર.

સાત સાત રાસડા મેં લીધા,
જૂથ ભેગાં જોગણીનાં કીધાં,
ના ઉકળ્યાં એ થીજ્યાં રૂધિર,
સૂણય મારા વીર.

# ઘુઘવાટો

ઘુઘવાટો થઈ જા—એક ઘુઘવાટો થઈ જા.

મહાસાગરમાં મોજાં ચઢે છે,
ટક્કર ખાતાં પાછાં પડે છે;
મહામંથને આગે બઢે છે.
એક ઘુઘવાટો થઈ જા—
મહાસાગરનો ઘુઘવાટો થઈ જા.

ઘૂમતા એ ઝેરી વંટોળે,
જગ સારું ચઢતું ચગડોળે,
મહામરૂતના અખંડ ઝોલે
એક સુસવાટો થઈ જા—
મહામરૂતનો સુસવાટો થઈ જા.

મહામાયાના નયન ઈશારા,
અણિયે વીંધે પાતાળ સારાં;
વીજળીના એવા ચમકારા
એક ઝબકારો થઈ જા—
મહાજ્યોતનો ઝબકારો થઈ જા.

ઘૂમી ઘૂમી સ્મશાન જાળાં,
ખપ્પરની ગૂંથી છે માળા;
જપતી માયા જાપ નિરાળા,
એક મણુકો થઈ જા—
મહામાળનો એક મણુકો થઈ જા.

શેષના જીભના એ લબકારા
રુધિરચક્રોના એ આરા.
જ્વાળામુખીની પ્રચંડ જ્વાળા;
એક તણખો થઈ જા—
મહાનલનો એક તણખો થઈ જા

સાગરનો ઘમ્મર ઘુઘવાટો,
અખંડ આંધીનો સુસવાટો;
મેઘનાદનો ઘેરો ફડાકો.
એક પડઘો થઈ જા—
મહાનાદનો એક પડઘો થઇ જા

# વિરાટનો પ્રાણુ

વિરાટનો પ્રાણુ જાગે-જાગે-

ઝમતા ઝરણે પાદ ઝબોળી,
રમતાં હરણુાંની સુંદર જોડી;
લીલી દ્રોને પાછળ રોળી,
શિકારી સામે લાગે-લાગે—વિરાટનો પ્રાણુ.

કોયલ આંબાડાળને છોડી,
કંઠને દે જ્વાળામાં બોળી,
ભ્રમર કળીઓનાં બંધન તોડી,
કાંટે ગાતો ગુન ગુન રાગે-રાગે—વિરાટનો પ્રાણુ.

ટમટમતા દિલમાં ઝબકારા,
આગિયાના જાણે ચમકારા;
ચાંદા વિનાના સૂના સિતારા,
એવાં હૈયાં જલશે આગે—આગે—વિરાટનો પ્રાણુ.

પથિક

પ્રિયાની સુંદર રમતી લટો,
ચુંબનઘેલા મધુર હોઠો,
નયનનો પ્રણયપરપોટો,
સૌને છોડી એ તો ભાગે - ભાગે—વિરાટનો પ્રાણ

# ઊડ ઊડ રે ઝંડા આકાશે

ઊડ ઊડ રે ઝંડા આકાશે-

સત્ય અહિંસા રૂડા રંગે,
મેઘ ધનુષ્યની જાજે સંગે,
દેવો નીરખી રહે ઉમંગે,
આઝાદીને જંગે-
મડદાંયે બેઠાં થાશે-ઊડ.

ત્રિરંગી ત્રિભુવન ડોલાવે,
વિશ્વશાંતિના પાઠ ભણાવે,
સૂતેલા જગને ઝબકાવે,
હૈયે હૈયે જ્યોત ઝગાવે,
પથ્થરમાં પ્રાણ પ્રકાશે.-ઊડ.

તારે કાજે રુધિર રેલાયાં,
શિરતણા ડુંગર ખડકાયા,
સૂત-પૂત નરનાર હોમાયાં,
તોયે ખપ્પર ના છલકાયાં,
હજી કંઇ ભોગો લેવાશે.-ઊડ.

# ઊંઘતા બાલમને

સૂણ્ય મારા બાલમા—સૂણ્ય મારા બાલમા.

શંખનાદ આઘે આઘે,
કોઇ ગાતું ઘેરા રાગે;
યુગોની નીંદ ભાગે....
કે સૂણ્ય મારા બાલમા—સૂણ્ય મારા બાલમા.

હૈયે રંગ ભીના ફાગે;
કાંટાય ફુણા લાગે,
આજે પ્રાણ મારા જાગે,
કે જાગ્ય મારા બાલમા—જાગ્યા મારા બાલમા.

કેસરિયો રંગ તારી પાઘે
ગેબી હાથ આવી નાંખે;
નેણુ જલતા ચિરાગે—
કે ઊઠય મારા બાલમા—ઊઠય મારા બાલમા.

તારો ભોગ આજે માગે,
હૈયું જલાવ આગે;
પ્રિય નેણમાં શું તાકે—
કે ભાગ્ય મારા બાલમા—ભાગ્ય મારા બાલમા.

કાં ગૂંથાય પ્રેમ જાળે,
કે હૈયું ફફડે ફાળે;
હિમ થીજ્યું હાડેહાડે-
કે ફૂટ્ય મારા બાલમા—ફૂટ્ય મારા બાલમા.

# જગજૂની ઝંખના

જગજૂની ઝંખનાની આવી ઘડી,
હૈયે જ્વાળામુખી રહે ભડભડી— જગ.

છો વરસે આકાશેથી જુલ્મની ઝડી,
છો વિપતનાં વાદળ રહે ગડગડી;
જાય મડદાના ઢગલા પર ઢગલા ચઢી— જગ.

આઝાદીની આજ આવી ઘડી,
ઊઠ બેઠો થા શું રે'તો પડી?
આખર સુધી બસ છે લેવું લડી— જગ.

આફતની આવે છો આંધી ચઢી,
મંઝીલ ના દૂર જોને આગે બઢી;
મુક્તિની પેલી દેખાતી મઢી— જગ.

ના જાવું છે સ્વર્ગે વિમાને ચઢી,
ધ્વજના કફનની છે આશા બઢી;
દંડા—ઝંડાની થાશે ઠાઠડી— જગ.

અધિક

# કાળની હોળી

માનવ મૃત્યુ ખેલે હોળી,
રુધિરમાં દે જગ ઝબકોળી;—માનવ૦

લીલાંસૂકાં હૈયાં જલાવે,
જ્વાળા જેની આભ હલાવે,
સૌની શોણિતભીની ઝોળી—માનવ૦

બંદૂકની પિચકારી લીધી.
ગૅસ-ગુલાલે આંધી કીધી,
સારાં જીવન દે રગદોળી—માનવ૦

રમનારાઓ સૌ રંગાયા,
જોનારાઓ સૌ છંટાયા,
હૈયે હૈયાં દીધાં ઘોળી—માનવ૦

# શક્તિનાં ગાન

અમે ઘર ઘર ગીત સુણાવીશું—
અમે ઘર ઘર આગ લગાડીશું—

જ્યાં તાલ નહિ, વૈતાલ વસે,
રંગરાગ નહિ, વૈરાગ હશે;
શેષફણા ડોલાવીશું–અમે ઘર ઘર—

કોમળ અંગુલિઓ અમારી–
કાળચક્રની બનશે આરી,
શિવ–તાંડવને ભુલાવીશું–અમે ઘર ઘર—

શ્વાસે શ્વાસે આંધી ઘૂંટશું,
આંખે વીજળી આંજીશું;
વંટોળની વેણી બનાવીશું–અમે ઘર ઘર—

રુધિરના સાગરમાં આજે,
મૃત્યુની મૃદંગો બાજે;
વજ્જરની નાવ ચલાવીશું–અમે ઘર ઘર—

લંકાદહનના ગેબી હેતુની–
મરૂતસૂતના રામસેતુની–
  કરામતો શીખવાડીશું–અમે ઘર ઘર—

કદમ હમારાં જ્યાં જ્યાં પડશે,
પહાડોના પહાડો ત્યાં ખસશે;
  ભૂગર્ભ ભુક્કે ઉરાડીશું–અમે ઘર ઘર—

નભમંડળના ફરતા ગોળા;
ઠરશે ત્યાં નેત્રોના ડોળા;
  ઘડી કાળને યે થંભાવીશું–અમે ઘર ઘર—

પુરાણના ભૂલ્યા પાનાનું–
વિરાટને વામન ગાથાનું,
  હૂબહૂ દશ્ય બતાવીશું—અમે ઘર ઘર—

# ચલો દિલ્હી

'દિલ્હી ચલો' પુકારથી આલમ બધી ચોંકી પડી,
જયહિંદની એ ઘોષણાની આજ આવી છે ઘડી;
આફતની તો બાફત કીધી, આંધીને બાંધી છે લીધી,
દિલની કૂણી સૌ લાગણીને આજ સળગાવી દીધી;
મૃત્યુની તો મદિરા પીધી, યમદિલ પણ ઊઠયું રડી—દિલ્હી૦

ન કોઈ હિંદુ કોઇ શીખ, ન કોઈ મુસલમાન છે;
આજે બધા ઈન્સાન છે, એક જ સીધું નિશાન છે,
એ નિશાને દોટ દઈ, વંટોળ ને આંધી ચઢી—દિલ્હી૦

એક ધ્યાન, એક જ્ઞાન, ન કોઇ પર અહેશાન છે,
દેશ માટે કત્લ થાવા, આજ પરેશાન છે,
મોતનું મોં ચૂમવા લાંબી કતાર છે ખડી—દિલ્હી૦

દિલ તણા નકશામહીં ના બીજી તસ્વીર છે,
દિલ્હી સુધી દોરી જતી, એક લોહુની લકીર છે,
એ લકીરે દોડવા ઈન્સાનિયત આગે બઢી—દિલ્હી૦

# રંગ

ફાગણુ આયો, રંગ રેલાયો
રંગ લેતો જા, જરા તું રંગ લેતો જા–
–રંગ લેતો જા—

કાળે લીધી કર પિચકારી,
રુધિરની ચાલે રંગધારી,
કુંડી લઈ ઘૂમે મહામારી
એ છાંટા અંગ લેતો જા–
જરા તું અંગ લેતો જા–રંગ૰

તાંડવ–ડગલાં ભીષણુ ગાજે,
મૃત્યુની મૃદંગ સાથે,
જંજીરોની વીણા બાજે,
એ અભંગ જોતો જા–
જરા તું અભંગ જોતો જા–રંગ૰

જમની જીભોના લબકારા,
સારા જગે ઘૂમી મહાજવાળા,
હૈયે ઝમે છે મુક્તિધારા,
એ ઉમંગ જોતો જા—
જરા તું ઉમંગ જોતો જા–રંગ૰

કેસૂડાનાં સાગર ફૂંડાં,
ખાલી ન થાશે પાતાળ ઊંડાં,
પાર ન થાશે 'ફૂટ રે ભૂંડા',
એક તરંગ થાતો જા-
જરા તું તરંગ થાતો જા—રંગ૦

આજ રહેશે કોઈ ન કોરાં,
હૈયે હૈયાં લાવો ઓરાં
વૃદ્ધ યુવાનો, દૂધમલ છોરાં,
સૌને સંગ લેતો જા-
જરા તું સંગ લેતો જા—રંગ૦

# રેંટિયો અને તકલી

જુવો રેંટિયો ને તકલી ગરબે રમે,
શંકર–પાર્વતીના નૃત્ય ત્યાં શમે,
રેંટિયો ને તકલી ગરબે રમે.

ખપ્પરની દીપમાળે દીવા જળે,
હોળી દિવાળી એ કો ના કળે—
રેંટિયો ને તકલી ગરબે રમે,

ક્રાંતિનાં કોકડાં કંતાયા કરે,
તાણાવાણાથી આઝાદી વણે—
રેંટિયો ને તકલી ગરબે રમે,

ખાદીનાં બખ્તરો હિંદીઓ ધરે,
ગોળી ને ગોળા જ્યાં પાછાં પડે—
રેંટિયો ને તકલી ગરબે રમે,

# યુવાનને

આખર તો તારી છે ભૂમિ યુવાન,
ક્રાન્તિની ફૂંકે રાખોડી ઉરાઢ;
હૈયાની ભઠ્ઠી ધગધગતી ધખાવ;
જ્વાલાની જીભો વીંધે આસમાન—આખર.

હૈયાની શીશીનું ખોલી દે બૂચ,
ક્રાન્તિનો ભૈરવ નીકળશે સચમૂચ;
હિંમત તું રાખ–ખોટો થાય પરેશાન—આખર.

'વામન'નાં સાડાં ત્રણ ડગલાં ઉઠાવ,
વિરાટ રૂપે તું ખેલી દે દાવ;
પાતાળે ચાંપી દે બળિયાના પ્રાણ—આખર.

આઝાદીનો છે ના રસ્તો આસાન,
ઢીલા તુજ દિલની ખેંચી જો કમાન;
પલકમાં પડશે સૌ ધાર્યાં નિશાન—આખર.

## તાંડવ

તાંડવ હૈયે હૈયે જાગે....

પગલાં ઉપડે નટરાજનનાં,
ગુંજે ગાન ગળે ભૈરવનાં;
ભૂતની ભેરી બાજે–તાંડવ.

જ્વાળામુખીની દીપમાળાઓ,
ખોપરીઓની વરમાળાઓ;
માનવ મૃત્યુ સાથે નાચે–તાંડવ.

# મુક્તિનાં ફોરાં

ઝીલો જીવનનાં ફોરાં
કે ઝીલો મુક્તિનાં ફોરાં.

સૌ સૌના વાડાઓ છોડી
દુનિયાનાં બંધનને તોડી,
હાથ મિલાવો જોડાજોડી,
રખે રહે કો કોરાં.

મસ્જીદમાંથી મંત્ર ઉચ્ચારો,
મંદિરમાંથી બાંગ પુકારો,
આબે–હયા ગંગાની ધારો;
આવે કાબા-મૂર્તિ ઓરાં.

ધર્મ તણા છો રંગ જુદા છે
ખુદા રામ છે–રામ ખુદા છે
વાદવિવાદો બેહુદા છે;
એક માટીનાં મ્હોરાં.

ભેદ નથી—ભેદ નથી,
સૌ કુદરતનાં છે છોરાં.
કે ઝીલો ચેતનનાં ફોરાં,
કે બનીએ મુક્તિનાં મ્હોરાં.

# પથિક

પથિક તારે વિસામાના દૂરદૂર આરા—
દૂરદૂર આરા—

ના સિંચશે માર્ગે કોઇ તારા, હિમાંબુની શીતળ ધારા,
માથે વરસે ધોમધખારા, રેતીના પથારા—
દૂરદૂર આરા.

ફૂલ કે બુલબુલ વાટે ન મળશે, હરણાં કે ઝરણાં દ્રષ્ટે ન પડશે;
સોનેરી સ્વપ્નું એકે ન જડશે, મુક્તિમારગ ન્યારા—
દૂરદૂર આરા.

વાહન મળે ના કાંઇ વાટે, પગનાં ફૂણાં તળીઆં ફાટે;
કંટાળીને શિરથી સેવાના, ફેંકી ન દેતો ભારા—
દૂરદૂર આરા.

કેડમાંથી શું વાંકો વળે, પગે તારા ખાલી ચઢે;
ધમણ હૈયાની ફાટી પડે, આંખે આવે અંધારાં—
દૂરદૂર આરા.

સીમાસ્થાને ખોડાઈ જાજે, માર્ગસૂચક બનજે આજે;
રોમે રોમે જ્યોતિ જાગે, આગિયાના ચમકારા—
ફરફર આરા.

તારા મૃત્યુની સંજીવનધારા, સરજી રહે જીવન અમારાં;
પાયામાં પૂરાઈ હરખે જોજે, કળશના ચમકારા—
ફરફર આરા.

